# હિંદની હાલત

યાને

# તેત્રીસ કરોડની તૈયારી

ગુલગુલ ગુલાબી ફુલ હડતું હિંદની હાલત છે;
વાંચો નહિ ભાઇઓ એમાં મોટી તમારી ભુલ છે.

---

સંશોધક તથા પ્રકાશક:—

**નટવરલાલ ખેમચંદ પરીખ.**

. નવા દરવાજા ચારરસ્તા—**અમદાવાદ**

---

૧ લી. ... ત ૧૯૭૯. સને ૧૯૨૩ પ્રત ૨૦૦૦

કિંમત ૦—૧—૦

# હિંદની હાલત

યાને

# તેત્રીસ કરોડની તૈયારી.

---

રાગ—શૈદા તારો ખુબ છે દહાડોરે

ગાંધી તારો ખુબ છે દહાડો ગાંધી તારો ખુબ છે દહાડોરે
ધોળી ધોળી ટોપીયો વાળોરે. ગાંધી.

ખાદીની ટોપી ખાદીનું પહેરણુ ખાદીની ધોતી અપાર
પુણીથી તાર બનાવીયો રેંટીયે કર્યો દેશ આબાદ ગાંધી.

મહમદ ને શૌકતઅલી સાથે સમ્પા કર્યા સૌ એક
ઘણું જીવો કહુંઘણું જીવો કહું છું રાખી ટેક ગાંધી.

ત્યાગ કર્યા સૌ સુખ પરહરી બન્યા ફકીરને વેશ
દેશને ખાતર દુઃખ સહીને કરતા જઇ ઉપદેશ ગાંધી.

ખાવા પીવાનુ ભાન ન રાખ્યું રાખ્યો ના દંભ લગાર
પાર્લામેન્ટને પુરી ધ્રુજાવી ચેતાવ્યાં સહુ બાળ ગાંધી.

બંગાળી બારવટીયાની સંગે મળ્યા જઇ મંદિર
વિલાયતીનો બાયકોટ કરીને અર્પ્યાં ખાદીનાં ચીર ગાંધી

જેલમાં મહેલ માનીને ચાલ્યા ચાલ્યા હસી મનમાંય
લેખ વિધિના લખ્યા લલાટે તે તો ફળશે આય

દારૂનો તો દાટજ વાળ્યો પીઠે પીકેટીંગ થાય
ગવરમેન્ટી હાઇસ્કુલો આ જડામુળથી જાય ગાંધી.

ગુજરાતમાં ઘણો ઘોર ચલાવ્યો શોર મચાવ્યો વિદેશ
ઓગણીસેં ઇઠોતેર આગળ પાછળમાં પેખ ગાંધી.

પંજાબમાં પુર પુરૂં ચલાવ્યું પુરો કર્યો પરદેશ
ઇન્ડીયામાં એકંન્દર સઘળે મંત્ર ચલાવ્યો પેશ ગાંધી.

અમદાવાદની આખી પ્રજામાં નવું જીવન સંભળાય
રમખાણમાં જઈ મંત્ર ભણીને કરી શાંતિ હરખાય ગાંધી.

ખેડામાં તો ખુબ ચલાવ્યું વસોએ વાળી દેખ
અમદાવાદવાસી કહે છે . પ્રકાસી રાખે ટેક ગાંધી.

નામ લજાવી નાવા બેઠું નડીયાદ નમ્બર એક
પાઘડીના કુચા માથે ચઢાવી મહાલી રહ્યા છે છેક ગાંધી.

ધર્મજ કંઇ કંઇ ધક્કા ખાતું સોજીત્રા સારૂં ગામ
ભાળી ભાળી ભાદરણનું લખું જુઓ ચકૈઈડાં છે આમ ગાંધી.

સ્વેત સફેદ આ ખાદી પોશાકથી જન ઘણા હરખાય
તો પણ કેટલા ચકરડા ભાઇઓ મારગમાં અથડાય ગાંધી.

વલ્લવભાઇ રણશીંગુ વગાડી કહે છે ભણો સૌ ભુલ
ભેગા થઇને ભણજો ભાઇઓ આપી અનેરાં મૂલ ગાંધી.

ચપટી થટ દઇને વગાડી વેગ થકી દોડી જાવ
ભોળો ભાઇલાલ એમ કહે છે રાગ શૈદાનો આ સાવ ગાંધી.

——:o:——

## ( મુને જીગરસેં પ્રીતી—રાગ )

રાખો ભરોસો ભારીરે એ હિંદુ મુસલમાન
શાંન્તિ ભણાવે ગાંધીરે એ હિંદુ મુસલમાન

ભલે જેલમાં જકડી જાયે રીબાવે અપની કાયે
પડતા નહિ પાછા લગારેરે એ હિંદુ મુસલમાન
માગો મુખેથી પાછો આપો અમ દેશ આ સાચો
વેગે વેલા થઇ વાલારે એ હિંદુ મુસલમાન

બહિષ્કાર કરી સૌ બાળો વીદેશી કાપડ ટાળો
સ્વદેશની ધુની જગાવોરે એ હિંદુ મુસલમાન
રંગે રમવા સૌ આવો ગીતો રેંટીયાના ગાવો
પુણીથી તાર બનાવોરે એ હિંદુ મુસલમાન

શાન્તિથી સટકી જાજો કુસંમ્પ કરત્તાં લાજો
ચાખો મેવો આ તાજોરે એ હિંદુ મુસલમાન

કરમસદ તણો હું વાસી તાલુકો રહ્યો છે પ્રકાશી
આણુંદ કહે ઉલ્લાસીરે એ હિંદુ મુસલમાન

ભમતો ને ભાષણ કરતો ભાઇલાલ ઘણું કહું ફરતો
પ્રભુને અરજી કરતોરે એ હિંદુ મુસલમાન



## રાગ—અરે શું માનવનો અભિમાન.

અરે શું દેશ તણાં આ કામ ખરાબી કરી જશેરે
ખરાબી કરી જશેરે જીવન આ ટળી જશેરે—અરે૦

### સાખી.

હોટલ અને બોટલ મહી બહેકી ગયા શું બંધવા
બહેકી જઇ બસ મારથી મરશો જરૂર એ બધવા
અરે શું કાર્ય કરેલા આજ હવેથી બળી જશેરે—અરે૦

### સાખી

ઉદ્ધારવા આ દેશને જો ઇચ્છા હોય આપની
પહેરો ખાદી આજથી કફની શીવાડી માપની
કરેલો જુલ્મીઓનો કેર જરૂર એ વળી જશેરે—અરે૦

### સાખી

માયા મુડી ન કામના ના મહેલ જોઇએ હેમના
ઉગારવા આ દેશને છે ભજન પ્યારા રામના
અરે શું રામ કહેથી રાજ રામનું થઈ જશેરે—અરે૦

### સાખી

પુર્વે ભારત ક્યાં ગયું ક્યાં પુરાનું કાજ
બેવડા બહાર બોટલ તણા કરતા દીસ આજ
પટેલ પહેલો થઇને રામાયણ આ વાંચતોરે—અરે૦

ભાઇલાલ કરમસદવાળા.

---

## રાગ—ગલેમંડીની ગોલવાડનો

પાયો મને ગાંધીએ પ્યાલોરે હવે મને હિંદ છે વાલોરે
દેશ છે વહાલો વેશ છે વહાલો ખાદીથી ખુશી થવાય
રેંટીયા સાથે રાસ રમીને મન મારૂં હરખાય— પાયોરે
સુજ પડી હવે શેઠીયા મારા તાણી જુઓ તરવાર
દેશ વ્હાલાને બદલે બદલું વેશ આ મારો જેકાર—
ભારતનું ભલું ચાહીને ફરતા ખાદી પહેરી નરનાર
ભષ્મ ભભુતીનું ભાથું બાંધીને કરૂં જઇ પોકાર—
મોજ મઝાની મોહીની જાળમાં દેશ કર્યો અરે ડુલ
બે હાથે પકડી કાનની બુટી કરજો ભૂલ કબુલ—
દેશ મારાનાં દુ:ખો નીહાળી દુ:ખી થાવું દીલમાંય
હરીનો લાલ કોઇ હડીયો કાઢીને બ્હાર કરો આવી આંય—
બાવા બનીને બહાર ફરે છે જટાધારીઓ જરૂર
ભીતરનો ભેદ ભારે દેખીને ભીડે અંતરમાં અરૂણુ—
શાન્તિ શાગરના ભલે ઉછાળા મારી રહે આસમાન
વેર કરીને વઢવા જાતાં સુવું પડે સમશાન—
ચકમકતી વીજ ઝાંખી થઇને ભલે થાય ઘમઘોર
ઝરમર ઝરમર મેવલો વરસે કરશો નહિ જરા શોર—
સૂર્યદેવ શરમાઇ બેઠા છે શરમાયે તારા સમેત
વીરો ઉઠો વેગે વહાલા કરીને માગો જઇ સ્વદેશ—
પારલામેન્ટની પુરી કરીને પુરી કરી જઇ વેર
વૈદોનાં પડીકાં વાળી ખાવાને આવતા નહિ પાછા ફેર—
પુરૂં કરીને આવ્યો ફરીને સાંભળી ભાષણ આજે
કોમળ હસ્તથી કલમ ચલાવી કરવા બેઠા આ કાજ—

ભાઇઓ ભોળા દીલનાં મોળા ગભડાવ્યા ગબડી જાય
ઉમંગીઓનાં પુર અટકાવી પ્રપંચોમાં જઇ ના—
નથી લીધાં કંઇ નાણું ખરચી પરચી કહે ભાઇલાલ
ભજે એના ભગવાન ગણીને ઊડી ભજે કોઇ લાલ—

ભાઇલાલ કરમસદવાળા

( ગઝલ )

અરે ઓ હીંદ સંતાનો જરા આંખો ઉઘાડોને
ઘણું સુતા હવે જાગો દશા બગડી સુધારોને
અસલ આ હીંદની અંદર હતા જે નવનવા હુન્નર
તમારી આળસે ખોયા ગયા વીદેશની અંદર
લખ્યું પુરાણની માંહી લખ્યું સહું વેદની માંહી
અમારા દેવતા ઓ તો બેઠા વૈમાનની માંહી
હતે જો આજ વૈમાનો અજાયબ ના બનત કોઇ
હરદમ હરવાતની માંહી ન હિન્દુસ્થાનથી કોઇ
છતાં દાણે ભુખ્યા મરવું છતી વીદ્યાએ નહિ ભણવું
દશા આ હીંદની કેવી રહ્યું ઇંગ્લીશનું ભણવું
ઇંગ્રેજી જે ભણ્યા હીંદી ગુલામો તે બન્યા હીંદી
છોડો વીદેશી ભણતરને ભણો ભણતર તમે હીંદી
ભણી ઇંગ્લીશ ભાષાને શીખ્યા ગોટ કેમ કરવાને
મુકી માજા મા બાપોની શીખ્યા હોટલમાં ખાવાને
ચઢાવી કોટ ને પાટલુન બની ગોરા તણા મુત્રો
લજાવી કુખ માતાની હવે સમજો જરા મીત્રો
છોડો ઇંગ્લીશનું ભણવું છોડો ઇંગ્લીશ વાપરવું
નાખો ઇંગ્લીશ રીવાજો હવે સ્વદેશી વાપરવું

મળા સૌ દેશીની અંદર બને મજબુત અને સુંદર
રહો મસ્તાન દેશીમાં ફરો સૌ હીંદની અંદર

યુ. આર. દવે ઉમરેઠવાલા

## ( ગઝલ )

ઉઠો સૌ હીંદના પુત્રો કરો કલ્યાણુ ભારતનું
લગાવો દેશ હીત સર્વસ વધારો માન ભારતનું
વીસારો દ્વેષ આપસનો પ્રસારો દેશમાં એકતા
બચાવો દેશને દુખથી કરો એહસાન ભારતનું
મુસલમાન આર્ય જૈનો બુદ્ધ સા અમ દેશ ભ્રાતા છે
મળી સૌ દ્વેષ ત્યાગોને લગાઓ ધ્યાન ભારતનું
કહો હમે દેશના સર્વસ અમારો દેશ સર્વસ છે
વધારો દેશપર મમતા કરી અભીમાન ભારતનું
જનની જન્મ ભુમીને અધીક વૈકુઠથી માનો
ધરો ઉર દેશ હીત ચીન્તા કરો ગુણુગાન ભારતનું
બનો પ્રેમી સ્વદેશીના કરોનીજ દેશનો આદર
ધરો સુખ દેશ ટુકડોખાઇ કરો જલપાન ભારતનું
વધારો પ્રેમ ભારતથી સ્વદેશી વસ્ત્ર પહેરીને
વધારો દેશનો હુન્નર વધારો જ્ઞાન ભારતનું
સુખી હમે દેશના સુખથી દુખી હમે દેશના દુખથી
તજી વીખવાદ આપશનો કરો સ્વરાજ ભારતનું
ન છોડો દેશની મમતા ધરી હથીઆર શાન્તીના
ફરો ચળવળ સ્વદેશીની વધે ધન ધાન્ય ભારતનું

યું આર દવે.

---

હમારા દેશને માટે, હમે તો પ્રાણ આપીશું. (૧)
ભલે સંકટ પડે માથે, અમે સૌ તે સહન કરશું;
વીદેશી માલની પ્રત્યે, હમારૂં મન હટાવીશું. (૨)

સ્વદેશી વસ્ત્ર પહેરીને, હમારૂ મન મનાવીશું;
ટકાઊછે ઘણી મજબુત, હમારી દેશી ખાદીઆ." (૩)

હમારા બાપ દાદાઓ, પહેરતા દેશી ખાદીઆ,
વીદેશી એક પણ વસ્તુ, હમારે તો નહિ જોઇએ. (૪)

કરોડો રૂપીઆ અહીંથી વીદેશે ના જવા જોઇએ;
હમારા દેશના પૈસા, હમારા દેશમાં રહેશે. (૫)

હમારા દેશબંધુઓ સુખી આબાદ સૌ થાશે
સ્વદેશી સર્વ વસ્તુમાં હમારૂ હીત સમાયે છે. (૬)
વીદેશી માલ વાપરતાં હમારો ધર્મ જાયે છે.

લેખક મુ. આર દવે.

---

મરવું દેશને કાજ ભલેને ઘરકે બહારે
મરવું એકજવાર ભલેને આજ કે કાલે

મરવું એકજવાર સહ સ્વરાજ મંગળમાં
મરવું દેશને કાજ તોપ બંધુકને ગોળે

મરવું એકજ વાર પાટ ખાટકે હીંદાળે
મરવું દેશને કાજ ખાતાં પીતાં કે ફરતાં

૧૦૨૭૭



મરવું એકજવાર દેશના કાર્યો કરતાં
મરવું દેશને કાજ વાત વિનોદ કરતાં

મરવું એકજ વાર ધર્મ સત્ય લઈ માથે
મરવું દેશને કાજ હિમત રાખી સૌ આજે

મરવું એકજ વાર ડરે તો જનુની લાજે
મરવું દેશને કાજ બાર જનુની આપે

મરવું એકજવાર પુત્ર પોતાનો સ્થાપ્યો
મરવું દેશને કાજ વૈભવ સૌ હોમીને

મરવું એકજવાર યાહોમ કરી આ ભોમીને
મરવું દેશને કાજ આત્મબળ રાખીને

મરવું એકજવાર સૌ દુઃખો સાંખીને
મરવું દેશને કાજ નેતરના ફરમાનો જાણીને

મરવું એકજ વાર સૌ વિશ્વ પ્રાણીને
ધીક્કાર એવા ખટ લાજે મોતથી ડરતા ફરે

શુરવીર સાચા હોય તો મોતથી ના ડરે
માતૃ ભુમી કાજ નર યા હોમ કરી ઉભો થયો

ભ્રાતૃ ભગિની દુઃખ ટાળો સમય આ થોડો રહ્યો
ધન્ય ધન્ય માતને તાત તેની કુખને દીપાવતા
મનુ કે વીર એવા પાકજો આ હિન્દને શોભાવતા.

## કવીત.

શું તમે સુતા છો બંધુ સોડ તાણી જરા જાગો
દેશ તણી દાઝ બંધુ દીલમાં તો લાવો
જુઓ ભાઇ દેશ તણું નુર નષ્ટ શાથી થયું
ધ્યાન દઈ વાંચો જરા નુર કહો સાથી ગયુ

દેશ હિન્દુસ્થાનમાં વસ્તી કરોડ તેત્રીશ કેરી
ત્રણ કરોડ બચ્ચાં નાના સાનાં સહુ મળી
વેપારીને ઉદ્યોગી એ માત્ર ત્રણ કરોડમાં
ત્રણ કરોડ ધંધાદારીમાં ને બહુ નોકરીમાં

બે કરોડ હોટલમાં ને વીસીમાં કરોડ એક
ત્રણ કરોડ હરામીને લુચ્ચામાં ગણાય છે
બે કરોડ માત્ર વાંઢા વ્યભીચારીને દુષ્ટજન
છ કરોડ પાંગળાને અંધ ધંધા હીન છે

ત્રણ કરોડ ઘેર નીત બેઠા એઠા ખાય છે
માત્ર એક કરોડ પૈસાદારને ઉદાર છે
બાકી જે રહ્યા તે સહું વૈદ ડોકટરને હકીમ છે
વકીલ બેરીસ્ટરનો સમાસ ત્યાં થાય છે
જાવકનું જોર ઝાઝું આવકના દ્વાર બંધ
કહો ત્યાં તો નુર દેશમાંહિ કયાં દેખાય છે

---

* વધુ વીગત માટે "હિંદુસ્થાનનું સરવયું" વાંચોઃ—
માત્ર બે આનાની ટીકીટ બીડવાથી મળી શકશે લખોઃ—
ધી ન્યુ એક્ષચેઇન્જ બુક ડીપો ન્યુ ખાડીઆરોડ અમદાવાદ

## ગરબો.

### સ્વરાજ લેવું સ્હેલ છે.

પરદેશી કાપડ છોડો, ને સુંદર ખાદી પ્હેરો,
મારી બ્હેનો સ્વરાજ લેવું સ્હેલ છે.
ભભકાને ફેશન છોડો જાડી ખાદી પણ પ્હેરો. મારી બ્હેનો૦
આળસપર નિંદા ત્યાગો, રેંટીયા શું પ્રીત બાંધો. મારી બ્હેનો૦
ખાદીની ધૂન લગાવો, ખાદીનું તાન જગાવો. મારી બ્હેનો૦
ખાદી તાકા લઇ ફરજો, સૌને તમ જેવા કરજો. મારી બ્હેનો૦
ઘરમાં સૌને સમજાવો, ખાદીનો મંત્ર પઢાવો. મારી બ્હેનો૦
વીવા કે મરણ ટાણે, ખાદી વાપરજો કાણે. મારી બ્હેનો૦
શાળા સરકારી નમાલી, છોડાવો એની ગુલામી મારી બ્હેનો૦
વણનારો તાણો વાણો, અંત્યજને બંધુ જાણો. મારી બ્હેનો૦
સભ્યો થાજો સૌ પ્હેલા, પા રૂપીઓ આપી વ્હેલા. મારી બ્હેનો૦
મર્યાદા ખોટી છોડો, પામર બંધનને તોડો. મારી બ્હેનો૦

## ગરબો.

રાગ—(રઘુપતી રામ રૂદેમાં રહેજોરે)

ગુણીયલ મ્હારી બેન અસહકારી બનજોરે
તમે સાચો સત્યાગ્રહ કરજો ગુણીયલ
આખા દેશની જેમાં આબાદી રે
પહેરો ખંતથી સરવે એ ખાદી રે
ત્યારે કહેવાશો સ્વરાજ્ય વાદી ગુણીયલ ૧
પારદરશક પરદેશી સાડી રે
પહેરે કાયા તો દીસે ઉઘાડી રે
એવી ફેશન નાંખજો કહાડી ગુણીયલ ૨
બંગડી પોલકાં ને ફેન્સી ફરાગો રે
બ્હેનો સરવે એ સત્વર ત્યાગો રે

સાચી ભારતની તનયાઓ જાગો ગુણીયલ ૩
અતી લાડથી જેને ઉછેર્યાં રે
જેણે રામ તણાં મન હેર્યાં રે
એવાં સીતાએ વનફુળ પહેર્યાં ગુણીયલ ૪
દેશ ભક્તમાં નામના જેની રે
કીરતી જગમાં ગવાશેજ તેની રે
એવાં ધન્ય સરોજની બ્હેની ગુણીયલ ૫
દયા દેશની દીલમાં આણી રે
મુક્યાં પરદેશી વસ્ત્રોનાં પાણી રે
એવાં સરલાદેવી ચોધરાણી ગુણીયલ ૬
એની અનસુયાનાં જોઇ કામોરે
લીધો ભારતી માએ વીસામોરે
પ્રસન્ન થઇ કહ્યું સ્વરાજ્ય પામો ગુણીયલ ૭
જેનાં માત પીતા હશે એકરે
વળી કુળમાં હશે જો વીવેકરે
તે તો રાખશે સાચો આ ટેક ગુણીયલ ૮
કુળવંતીને ઝાઝુ શું કહીએરે
હવે આટલેથી છાનાં રહીએરે
જરા સમજે તેને શીખ દઈએ ગુણીયલ ૯
એનો મોટી તમારી આ ખામીરે
જોઈ ભારતી લજ્જા પામીરે
કવી રાવ કહે શીર નામી ગુણીયલ ૧૦

( લેખક—અંબાલાલ પ્રહલ્લાદજી રાવ કવી નડીઆદ. )

---

ગરીબ તથા પૈસાદારને સરખો લાભ.

# શ્રી શંકરવિજય ફાર્મસી.

કાળુપુર ઝાંપડાની પોળ—અમદાવાદ.

(૧) આ ફાર્મસીમાં શાસ્ત્ર યુક્ત પદ્ધતીથી બનાવેલી દરેક દવાઓ વેચાતી મળે છે. તથા નાડી પરીક્ષા કરી અકસીર દવાઓ આપવામાં આવે છે.

(૨) ગરીબોને ખર્ચ જોગું લઇ મફત દવા આપવામાં આવે છે.

(૩) દરેક રોગની પરીક્ષા કર્યા સિવાય દવા આપવામાં આવતી નથી.

(૪) તમારા રોગો લખી મોકલવાથી યોગ્ય કિંમતે દવા મોકલવામાં આવશે.

(૫) દરેક દવાઓ વેચાતી મલશે.

(૬) દરેક ગામમાં તથા સ્થાનીક એજન્ટો જોઇએ છીએ લખો યા મળો ઉપરના સરનામે.

---

દરેક જાતનાં જુનાં તથા નવાં પુસ્તકો વેચનારી તથા બદલનારી સંસ્થા.

# ધી ન્યુ એક્ષચેન્જ ડીપો.

ન્યુ ખાડીઆ રોડ—અમદાવાદ.

અડધા આનાની ટીકીટ બીડી સુચીપત્ર મંગાવો.

# આશાવંત સંદેશો !

## ખાસ વૈદ્યકશાસ્ત્રના આધારથી બનાવેલી ખાસ પેટન્ટ ગોળીઓ

# ટોનિક ઈમ્પોર્ટીંગ પીલ્સ.

( રજીષ્ટર )          ( આરોગ્ય ગોળી )



સેંકડો જીવતાં ને બોલતાં સર્ટિફીકેટો વિદ્યમાન છે. મોટા મોટા ડાકટરો; વૈદ્યરાજો ને હકીમો આ ગોળી વાપરવાની ભલામણ કર્યે જાય છે આ ગોળી ઝાડાને સાફ લાવે છે, પેટના નળ ફુલતા મટાડે છે. ભુખ લગાડે છે ખાધેલું પચાવે છે, ને લોહી સુધારે છે તેમજ ધાતુ પાતળી પડેલીને ઘટ બનાવે છે. સ્વપ્નમાં જતી ધાતુને તુરત અટકાવે છે. આ ગોળી ઇંદ્રિયને સંપૂર્ણ જાગૃતિમાં લાવી સંસારનું ખરૂં સુખ બતાવે છે. બાળકોની મગજ શક્તિને ખીલવી બુદ્ધિ વધારી આંખોમાં તેજ વધારે છે. એક વાર વાપરવા ખાસ ભલામણ કરીએ છીએ. ગોળી ૩૨ ની કીંમત માત્ર ૧) રૂપીઓ પોસ્ટેજ જુદું. આજેજ મંગાવો.

## શ્રી શંકર વિજય ફાર્મસી.

કાળુપુર ઝાંપડાની પોળ—**અમદાવાદ.**

બહારગામ એજન્ટો જોઈએ છીએ, મળો યા લખો.